विना. ४५४५

ः अथ सत्यनारायण
क स्मिन् दिने वैष्णव
मुख्य॰॰ सत्यनारायण व्रतं भक्तिभावेन
कुर्यात् तद्दिने नक्तभोजनं सायंकाले प
त्न्यासहउष्णोदकेन स्नात्वा पट्टदुकूलादि
वस्त्रोपवस्त्रे सर्वालंकारांश्च यथाविभवंधार
येत् वा स्त्रीविहीनपुरुषःतथापतिंबिनानारी
सर्वालंकारान्वर्जयेत् आसनेउपविश्यद्वि
राचम्यप्राणानायम्य कुलदेवतां मातापि
तरौ समस्तवैष्णवांश्च नमस्कृत्य देशकाल
संकीर्त्य अमुकगोत्र अमुकशर्माहं अस्मा
कं सर्वेषां सर्वदुःखनिवृत्यार्थं लक्ष्मी प्रा

प्त्यादि मनोभिला
रा इहामुत्रच सकल
रुषार्थ सिध्यर्थं श्रीस
यथाशक्ति यथामीलि
त्यनारायणस्यपूजनं
णं चाहं करिष्ये श्रीसत्यनारायणप्रीत्यार्थं
गणेशादिपूजनंकार्यं पवित्रपृथिव्यां कुंकु
मेनाष्टदलं कृत्वातदुपरि जलपूरितकलश
स्थापनंकुर्यात् तदुपरिशिरफलं धारयेत् ॥
प्रथमंपंचामृतश्नानं पश्चाज्जलश्नानं कार्यं
ततः शुभसिंहासने नारायणं स्थापयेत्
॥ आवाहनम् ॥ आगच्छ देवदेवशते जो
राशेजगत्पते क्रियमाणांमयापूजांगृहाण
सुरसत्तमः गंगाचयमुनाचैव नर्मदाच सर

स्वती तापी पयोष्णी रेवाच ताभ्यःस्ना
नार्थमाहृतं ॥इतिश्नानं समर्पयामि गोरो
चनंचंदनदेवदारु कर्पूरकृष्णागरु नागरा
णि कस्तुरीकाकेशरमिश्रितानि यथोचितं
सत्यमयार्पितानि ॥इतिचंदनंसमर्पयामि॥
जातीपुष्पंचकल्हारं कमलं करवीरकं केत
कं बकुलं चैव नारायणायददाम्यहं॥ इतिपु
ष्पं समर्पयामि ॥ नमोनारायणायेति मंत्रे
णसहस्त्रतुलसिदलार्पणम्॥धूपंचसमर्पयामि
दीपं स=नैवेद्यंस=मुखवासंस०=अथध्यानं॥
ध्यायेन्नारायणदेवं शुक्लवर्णंचतुर्भुजं शंख
चक्रगदापद्म वनमाला बिभूषितम् ॥ अथ
कथा श्रवणंकार्यं कथाश्रवणानंतरं आचा
र्यपूजनं पुस्तकपूजनं वैष्णवपूजनं तदोत्तरं

मंगलार्तिक्यंकृत्वा मंत्रपुष्पांते प्रार्थयेत्॥त्व
मेवमाताचपितात्वमेवत्वमेवबंधुश्च सखात्व
मेव त्वमेव विद्याद्रविणंत्वमेव त्वमेवसर्वंममदे
वदेव॥नमेत्वदन्यस्त्राताास्तित्वदन्यन्नहिदैव
तं त्वदन्यंनहिजानामि पालकं पुण्यरूपकं॥
नमोस्त्वनंताय॥ यंब्रह्मावरु ॥ आवाहनं न
जानामि नजामिविसर्जनं पूजांचैवनजाना
मि क्षम्यतांपरमेश्वर॥ मंत्रहीनं क्रियाहीनं
द्रव्यहीनं सुरेश्वरयत्पूजितं मयादेव परिपूर्णं
तदस्तुमे॥ अनेन अत्रगंधपुष्प धूप दीप
नैवेद्य फलतांबुल दक्षिणा प्रदक्षिणा नम
स्कार परिवार देवता पूजन कथाश्रवणाख्ये
न कर्मणा श्रीसत्यनारायणदेवता प्रीयतां
'ओंतत्सत्ब्रह्मार्पणमस्तु ॥ अथवैष्णवेभ्यो

महाप्रसाद तांबुलदक्षिणांद्त्वा भोजनंद द्यात् मनोकामना सिद्ध्यर्थं दिनेदिने वैष्णवान् भोजयेत् ॥ तथा प्रेमभक्त्या नारायणस्य चिंतनंकुर्यात् ॥ अथ व्रतविधिःसमाप्तः

# अथ श्री सत्यनारायणकथा प्रारंभः

श्रीगणेशायनमः ॥ व्यासउवाच ॥

एकदानैमिषारण्येऋषयःशौनकादयः ॥
प्रपच्छुर्मुनयःसर्वेसूतंपौराणिकंखलु ॥ १ ॥

ટીકા-અયોધ્યાની સમીપે નિમિશારણ્યમાં રહેનારા, શૌનક આદી રૂષીયો સંપુર્ણ પુરાણોના જાણનારા સૂત નામના પુરાણીને નિશ્ચયનો પ્રશ્ન કરતા થયા ॥ ૧ ॥

व्रतेनतपसाकिंवाप्राप्यतेवांछितंफलं ॥
तत्सर्वंश्रोतुमिच्छामःकथयस्वमहामुने॰ २

ટીકા-કે હે મહામુને! કીયું વ્રત અથવા તપ કર્યાથી વાંછીતફલ પ્રાપ્ત થાયછે તે શ્રવણ કરવા અમે ઇચ્છા કરીએ છીએ માટે આપ અમને કથન કરો. ॥ ૨ ॥

॥ सूतउवाच ॥

नारदेनैवसंपृष्टोभगवान्कमलापतिः ॥
सुरर्षयेयथैवाहतच्छृणुध्वंसमाहिताः ॥३॥

ટીકા-એવો પ્રશ્ન શ્રવણ કરીને સૂતજી કહેછે કોઇ કાળને વિશે દેવઋષી નારદજીએ શ્રીવિષ્ણુને વૈકુંઠમાં એવોજ પ્રશ્ન કર્યો હતો તેમાં જે શ્રીવિષ્ણુ ભગવાને ઉત્તર આપ્યો તેજ હું તમને કહુંછું તે તમો સાવધાન થઇને સાંભળો. ॥ ૩ ॥

एकदानारदोयोगीपरानुग्रहकांक्षया ॥ पर्यटन्विविधान्लोकान्मर्त्यलोकमुपागतः ४

ટીકા-આ પ્રશ્ન શ્રીભગવાનને કરતા પેહેલાં શ્રીનારદજી ૠષીય એક વખત મનુષ્ય લોકમાં પારકા ઉપર કૃપા કરવી આ હેતુથી આવ્યા ॥ ૪ ॥

ततोदृष्ट्वाजनान्सर्वान्नानाक्लेशसमन्वितान् ॥ नानायोनिसमुत्पन्नान्क्लिश्यमानान्स्वकर्मभिः ॥ ५ ॥

ટીકા-અને તે પછી મનુષ્ય લોકમાંના અનેક માણસો નાના પ્રકારના કલેશ, અનેક યોનીમાં જનન આદી ઘણા પ્રકારના દુઃખો ભોગવેછે, અને પોતાના કર્મકરીને કલેશ પામે છે એવું જોઇને. ॥ ૫ ॥

केनोपायेनचैतेषांदुःखनाशोभवेद्ध्रुवं ॥

ज्ञातेसंचिंत्यमनसाविष्णुलोकंगतस्तदा.६

ટીકા-કીયો ઊપાય કર્યાથી આ સર્વ મનુષ્યના દુઃખ ક્લેશ દુર થાય એવો વિચાર મનમાં લાવી નારદરૂષી અનેક પ્રકારોના સર્વ લોકમાંથો ફરતા ફરતા વિષ્ણુલોકમાં ગયા. ૬

तत्रनारायणंविष्णुंश्यामवर्णंचतुर्भुजं ॥

शंखचक्रगदापद्मवनमालाविभूषितम्॥७॥

ટીકા-વૈકુંઠમાં નારદજી ગયા અને ત્યાં સ્યામવર્ણે ચતુર્ભુજ વિષ્ણુ અને દરેક હાથમાં શંખ, ચક્ર, ગદા, પદ્મ ધારણ કરેલાં છે. પગસુધી લટકનારી અને સોભા આપનારી વનમાલા કંઠમાં છે. ॥ ૭ ॥

दृष्ट्वातंदेवदेवेशंस्तोतुंसमुपचक्रमे ॥

॥ नारदउवाच ॥ नमोवाङ्मनसातीतरूपायानंतशक्तये ॥ ८ ॥

ટીકા- એવા સર્વોત્તમ શ્રી વિષ્ણુ ( ભગવાન ) ને જોઇ નારદરૂષીએ તેમની સ્તુતી વંદના કરવાસારૂ આરંભ કર્યો. નારદજી કહેછે વાણી અને મન એથી પણ અતીત એવા અનંત શક્તીરૂપ આપને હું નમસ્કાર કરૂંછું. ॥ ८ ॥

आदिमध्यांतहीनायनिर्गुणायगुणात्मने॥

सर्वेषामादिभुतायभक्तानामार्तिनाशिने ९

ટીકા-તમો આદિ મધ્ય અને અંત્ય આ ત્રણ વગર નિ-
રગુણ સગુણ આપ છો અને ભકતોના દુઃખ દુર કરોછો. ૯

श्रुत्वास्तोत्रंततोविष्णुर्नारदंप्रत्यभाषत ॥
॥ श्रीभगवानुवाच ॥ किमर्थमागतोसित्वं
किंतेमनसिवर्तते ॥ १० ॥

ટીકા-આ પ્રમાણે નારદજીએ કરેલી સ્તુતિ સાંભળીને
શ્રી ભગવાન વિષ્ણુ નારદજીને કેહેછે હે નારદજી રૂષી તમે
શો હેતુ મનમાં રાખી અહીં આવ્યાછો. ॥ ૧૦ ॥

कथयस्वमहाभागतत्सर्वंकथयामिते ॥
॥ नारदउवाच ॥ मर्त्यलोकेजनाःसर्वेना
नाक्लेशसमान्विताः॥नानायोनिसमुत्पन्नाः
पच्यंतेपापकर्मभिः ॥ ११ ॥

ટીકા-તમારા મનમાં જે કાંઇ હેતુ હોય તે મને કહો તેનો
ઊતર હું તમને કહીશ. એવુ શ્રી ભગવાનનુ વાક્ય સાંભ-
ળી નારદજી રૂષી કહેછે હે પ્રભો! મનુષ્યલોકમાં સર્વે જન
અનેક કલેશ થકી યુક્ત એવા અનેક યોનીમાં ઉત્પન્ન થઇને

પાપ કર્મથી રચી પચી રહેલા છે ॥ ૧૧ ॥

तत्कथंशमयेन्नाथलघूपायेनतद्वद ॥
श्रोतुमिच्छामितत्सर्वंकृपास्तियदितेमयि॥

ટીકા-માટે તે જનોના દુઃખ, હે પ્રભો જે કાંઈ સેહેજ સાજ ઉપાય થકી એ દુઃખની શાંતી થાય એવો ઇલાજ આપની કૃપા મારા ઉપર હોયતો આપની પાસેથી શ્રવણ કરવાની હું ઇચ્છા રાખું છું ॥ ૧૨ ॥

॥ श्रीभगवानुवाच ॥

साधुपृष्टंत्वयावत्सलोकानुग्रहकांक्षया ॥
यत्कृत्वामुच्यतेमोहात्तच्छृणुष्ववदामिते॥

ટીકા-એવું નારદજી રૂષીનું ભાષણ સાંભળી શ્રીભગવાન કેહેછે. હે પુત્ર નારદજી તમે ઘણીજ સારી વાત મને પુછી. લોકો ઉપર કૃપા કરવી એવી તમારી ઇચ્છા છે. તો જે વ્રત કર્યાથી તમોએ કહેલા બધા પીડારૂપી મોહમાંથી તે લોકો મુક્ત થશે એવો ઉપાય કહું છું તે સાંભળો ॥૧૩॥

व्रतमस्तिमहत्पुण्यंस्वर्गेमर्त्येचदुर्लभं ॥
तवस्नेहान्मयावत्सप्रकाशःक्रियतेधुना १४

ટીકા-હે પુત્ર ઘણું પુણ્ય આપવાવાળું મનુષ્યલોકમાં અને સ્વર્ગમાં પણ દુર્લભ એવું વ્રત છે તે તમારી સાથે સ્નેહભાવ હોવાથી હમણાં કહું છું ॥ ૧૪ ॥

सत्यनारायणस्यैवंव्रतंसम्यग्विधानतः ॥
कृत्वासद्यःसुखंभुत्कापरत्रेमोक्षमाप्नुयात्॥

ટીકા-સત્યનારાયણ દેવનુ વ્રત ઉત્તમ પ્રકારે અને વિધી યુક્ત કર્યાથી માણસ તત્કાલ સુખ પામશે અને દેહ છુટયા પછી પણ પરલોકમાં મોક્ષગતી પામશે ॥ ૧૫ ॥

तच्छ्रुत्वाभगवद्वाक्यंनारदोमुनिरब्रवीत् ॥
॥ नारदउवाच ॥ किंफलंकिंविधानंचकृतं
केनैवतद्व्रतम् ॥ १६ ॥

ટીકા-આ પ્રકારનું ઇશ્વરનું વાક્ય સાંભળીને નારદજી રૂષી પુછેછે કે તે વ્રત કર્યાથી શું ફળ થશે? અને તેનુ વિ-ધાન કેવું અને પૂર્વે આ વ્રત કોણે કરેલું ॥ ૧૬ ॥

तत्सर्वंविस्तराद्ब्रुहिकदाकार्यंहितद्व्रतम् ॥
॥ श्रीभगवानुवाच ॥ दुःखशोकादिशमनं
धनधान्यप्रवर्द्धनम् ॥ १७ ॥

ટીકા-તે વ્રત ક્યારે કરવું તે સવિસ્તારથી આપ કહો એવો નારદજીનો ફરીથી પ્રષ્ન સાંભળીને શ્રીભગવાન કહે છે હે નારદજી આ સત્યનારાયણનું વ્રત દુઃખ શોક વિગેરેને મટાડવાવાળું અને ધન ધાન્યને વધારવાવાળું છે. ૧૭

सौभाग्यसंततिकरं सर्वत्रविजयप्रदम् ॥
यस्मिन्कस्मिन्दिनेमर्त्योभक्तिश्रद्धासमन्वितः ॥ १८ ॥

ટીકા-આ વ્રત સ્ત્રિયોને સંતતિ અને સૌભાગ્યની પ્રાપ્તિ કરવાવાળું એવું છે તેમજ પુરૂષોને પણ સર્વ વિજય આપવાવાળું છે એવું ગમે તે દીવસે પુર્ણ શ્રદ્ધાથી વ્રત કરવુ. ૧૮

सत्यनारायणंदेवंयजेच्चैवनिशामुखे ॥
वैष्णवैर्बांधवैश्चैवसहितोधर्मतत्परः ॥१९॥

ટીકા-સત્યનારાયણ દેવની સાયંકાળે વૈસ્નવ અને પોતાના સગાવાહલા ઇષ્ટ મિત્રને બોલાવી પુજા કરવી. ૧૯

नैवेद्यंभक्तितोदद्यात्सपादंभक्ष्यमुत्तमम् ॥
रंभाफलंघृतंक्षीरंगोधूमस्यचचूर्णकम्. २०

ટીકા-આ પુજનમાં નિવેદમાં ઘઉંનો રવો પાંચ ચતુર્થાંશ

લઇ તેમાં કેળાં, ઘી, દુધ, ખાંડ નાખી સારો શીરો કરી અર્પણ કરવો. ॥ ૨૦ ॥

वस्त्रंचपुस्तकंदद्यात्कथांश्रुत्वाजनैःसह ॥
ततश्चबंधुभिःसार्द्धंवैष्णवान्प्रतिभोजयेत् ॥

ટીકા-પોતાના સગાવાહલા ઇષ્ટ મિત્ર સાથે કથા શ્રવણ કરીને કથા વાંચનારને વસ્ત્ર તથા પુસ્તક આપવું પછી પોતાના સગાવાહલા ઇષ્ટમિત્ર સહિત વૈષ્ણવોને ભોજન આપવું. ૨૧

सपादंभक्षयेद्भक्त्येनृत्यगीतादिकंचरेत् ॥
ततश्चस्वगृहंगच्छेत्सत्यनारायणंस्मरन् २२

ટીકા-અને ભકિતએ કરી શ્રી સત્યનારાયણ આગળ નૃત્ય તથા ગાયન કરવું એવી રીતે નદીના તીર ઉપર અથવા દેવાલયમાં એવું વ્રત કરીને શ્રીસત્યનારાયણ ભગવાનનું સ્મરણ કરતે કરતે પોતાના ગૃહે જવું ॥ ૨૨ ॥

एवंकृतेमनुष्याणांवांच्छासिद्धिर्भवेध्रुवं ॥
विशेषतःकलियुगेलघूपायोस्तिभूतले २३

ટીકા-આ રીતે વ્રત ભકતીથી જે માણસ કરશે તેની મનકામના સિદ્ધ થશે આ ઘણુકરીને કલિયુગમાં અનેક તરેની પીડા થકી જે પીડીત એવા લોકોને આ સેહેલા ઉપા-

યથી આ મોટા દુઃખમાંથી મુક્ત થવાસારૂં ઘણોજ નાહાનો આ મનુષ્ય લોકમાં ઇલાજ છે. ॥ ૨૩ ॥

इति श्री स्कंद पुराणे रेवाखंडे सत्यनारायण कथायां प्रथमो ध्याय:संपूर्ण.

---

# श्रीसत्यनारायण कथा.

## द्वीतियोध्याय.

॥ सूतउवाच ॥

अथान्यात्संप्रवक्ष्यामिकृतंयेनपुराद्विज ॥
कश्चित्काशीपुरेरम्येह्यासीद्विप्रोतिनिर्धनः

ટીકા-સુતજી કેહેછે. બીજું એક કહું છું કે આ વ્રત પુર્વે રમણીય એવા કાશીક્ષેત્રમાં રહેનારો ઘણોજ નિર્ધન એક બ્રાહ્મણ હતો. ॥ ૧ ॥

क्षुत्तृड्भ्यांव्याकुलोभूत्वानित्यंबभ्रामभूतले॥दुःखितंब्राह्मणंदृष्ट्वाभगवान्वैष्णवप्रियः२

ટીકા-તે દરરોજ ભુખે અને તરસે પીડાએલો આકુલ વ્યાકુલ થઇ કાશીક્ષેત્રમાં ફરેછે એવા અત્યંત દુઃખીત

બ્રાહ્મણને વૈષ્ણવ જેને પ્રીય એવા જે શ્રી ભગવાન એમ-
ણે જોયો. ॥૨॥

वृद्धब्राह्मणरूपस्तंपप्रच्छद्विजमादरात् ॥
किमर्थंभ्रमसेविप्रमहींनित्यंसदुःखितः॥३॥

ટીકા-અને પોતાનું રૂપ બદલી ઘરડા બ્રાહ્મણનું રૂપલેઇ દરીદ્રી બ્રાહ્મણને પુછે છે કે હે બ્રાહ્મણ અત્યંત દુઃખીતા-એવો જે તું આ પૃથ્વી ઉપર શા સારૂં ફરેછે. ॥ ૩ ॥

तत्सर्वंश्रोतुमिच्छामिकथ्यतांद्विजसत्तम
॥ ब्राह्मणउवाच ॥ ब्राह्मणोऽतिदरिद्रोहं
भिक्षार्थंवैभ्रमेमहीम् ॥४॥

આ તારૂ વૃતાંત સાંભળવા હું ઇચ્છા કરૂં છું માટે હે બ્રાહ્મ-ણમાં શ્રેષ્ટ મને કેહે ત્યારે તે દરીદ્રી બ્રાહ્મણ કહેછે. હું ગ-રીબ બ્રાહ્મણ અત્યંત દરીદ્રી છું તેથી ભિક્ષા માગવા સારૂ પૃથ્વી ઉપર ફરૂં છું ॥ ૪ ॥

उपायंयदिजानासीकृपयाकथयप्रभो ॥
॥ वृद्धब्राह्मणउवाच ॥ सत्यनारायणोदेवो
वांच्छितार्थफलप्रदः ॥५॥

ટીકા-હે પ્રભુ જો મારૂં દરિદ્ર દુર થાય એવો કાંઇ ઇ-
લાજ આપ જાણુતા હોતો તે કૃપાકરીને મને કહો. એવું દરિદ્રી
બ્રાહ્મણનુ ભાષણ સાંભળી ઘરડો બ્રાહ્મણ કહેછે હે બ્રાહ્મણ
સત્યનારાયણ નામના દેવ ઇચ્છેલું ફળ કલિયુગને વિષે
પુજન કર્યા થકી આપનારા એવા પ્રત્યક્ષછે. ।। ૫ ।।

जन्मनाशविहीनश्च शुक्लवर्णःचतुर्भूजः
शंखचक्रगदापद्म वनमालादिशोभितः ।६।

ટીકા-અને તે નારાયણ કેવાછે કે જે જન્મ નાશ રહીત
ગોરવર્ણ, ચતુરભૂજ તથા શંખ, ચક્ર, ગદા, પદ્મ, વનમા-
ળાદિ શોભિત. ૬

तस्यतत्वंपूजनंविप्रकुरुष्वव्रतमुत्तमम् ।।
यत्कृत्वासर्वदुःखेभ्योमुक्तोभवतिमानवः ७

ટીકા-શ્રી સત્યનારાયણ કેહેછે કે હે બ્રાહ્મણ તું એ સત્યદેવ
નું વ્રત અને પુજન સારી રીતે કરકે જે કર્યાથકી માણસ સર્વ
દુઃખથી મુકત થાયછે. ।। ૭ ।।

विधानंचव्रतस्यापिविप्रायभाष्ययत्नतः ।।
सत्यनारायणोवृध्दतत्रैवांतरधीयत ।।८।।

ટીકા-પછી દરિદ્રી બ્રાહ્મણને રૂપ બદલનારા ઘરડા બ્રા-હ્મણે વ્રતનું સર્વ વિધાન કહ્યું અને પોતે અંતરધ્યાન થયા. ૮

तद्व्रतंसंकरिष्यामियदुक्तंब्राह्मणेनवै॥ इति संचिंत्यविप्रोसौरात्रौनिद्रांनलब्धवान् ॥९

ટીકા-એ ઘરડા બ્રાહ્મણે કહેલું વ્રત હું કયારે કરીશ એવી ઉત્કંઠાથી એ દરિદ્રી બ્રાહ્મણને તે વખતથી તે આખી રા-ત્રમાં ઉંઘ આવી નહીં. ॥ ૯ ॥

ततःप्रातःसमुत्थायसत्यनारायणंव्रतम् ॥ करिष्यइतिसंकल्प्यभिक्षार्थमगमद्द्विजः॥

ટીકા-પછી બીજે દિવસે સૂર્ય ઉદય થયા પછી દરિદ્ર બ્રાહ્મણે હું આજ સત્યનારાયણનું વ્રત કરીશ એવો સંકલ્પ કરીને તે હમેશના રિવાજ મુજબ ભિક્ષા માગવા સારૂ ગયો.

तस्मिन्नेवदिनेविप्रःप्रचुरंद्रव्यमाप्तवान् ॥ते नैवबंधुभिःसार्द्धंसत्यस्यव्रतमाचरेत॥११॥

ટીકા-તે દિવસે હમેશના કરતાં એ બ્રાહ્મણને ઘણું દ્રવ્ય મળ્યું તે મળતાંવારજ તેજ દિવસે એ દરિદ્રી બ્રાહ્મણે પો-તાના સગા સંબંધી ઇષ્ટમિત્ર વિગેરેને બોલાવી તે સાથે શ્રી

સત્યનારાયણનું વ્રત કર્યું. ॥ ૧૧ ॥

सर्वदुःखविनिर्मुक्तःसर्वसंपत्समन्वितः ॥ बभूवसाद्विजश्रेष्ठोव्रतस्यास्यप्रभावतः १२

ટીકા—એ બ્રાહ્મણે પુર્ણ ભક્તીથી શ્રી સત્યનારાયણદેવનું વ્રત તથા પુજન કર્યાથી થોડાજ વખતમાં દરિદ્રી બ્રાહ્મણ દુઃખ થકી મુકત થઇને અગણિત સંપત્તિનો માલેક થયો એવો આ સત્યદેવના વ્રત તથા પુજનનો આ કલિયુગને વિષે તાત્કાલિક અનુભવ થયો તથા થશે એટલું ઐશ્વર્ય આપવાનું સામર્થ્ય આ શ્રી સત્યદેવના વ્રતમાં છે. ॥ ૧૨ ॥

ततःप्रभृतिकालंचमासिमासिव्रतंकृतं॥ एवंनारायणस्येदंव्रतंकृत्वाद्विजोत्तमः ॥१३॥ सर्वपापविनिर्मुक्तोदुर्लभंमोक्षमाप्तवान् ॥

ટીકા—એવું જાણીને એ બ્રાહ્મણ દરએક મહિનામાં આવનારી પર્વણીને દિવસે વ્રત અને પુજા શ્રી સત્યનારાયણ દેવની કરતો એને પુણ્યથી એ બ્રાહ્મણ સર્વ પાપથી નિર્મુકત થઇને અત્યંત દુર્લભ જે મોક્ષપદ તે વિષે ગયો. ॥ ૧૩ ॥

तदैवसर्वंदुःखंचमनुजस्यविनश्यति ॥
व्रतमस्ययदाविप्राःपृथिव्यांसंकरिष्यति. १४

ટીકા-હે બ્રાહ્મણો જે વખતે શ્રી સત્યદેવનું વ્રત તથા પુજન જે માણસ પૃથ્વી ઉપર કરશે તો તે તેજ વખતે સર્વ દુઃખોથકી મુકત થશે. ॥ ૧૪ ॥

एवं श्रीविष्णुनाचोक्तंनारदायमहात्मने ॥
मयातत्कथितंविप्राःकिमन्यत्कथयामिव ॥

ટીકા-સુતજી શૌનક આદી રૂષીઓને કહેછે કે આ પ્રમાણે શ્રી વિષ્ણુએ નારદ રૂષીને કલિયુગમાં સેહેલા ઉપાયથી વાંછના પુરી કરવાવાળું વ્રત તથા પુજન કહ્યું તેજ મેં આપને કહ્યું. હવે એ શિવાય બીજું આપ શું શ્રવણ કરવા ઇચ્છા રાખોછો ॥ ૧૫ ॥

॥ ऋषयऊवाचः ॥ तस्माद्विप्राच्छुतंकेनपृथिव्यांचरितंमुने॥तत्सर्वंश्रोतुमिच्छामःश्रद्धास्माकंप्रजायते ॥ १६ ॥

ટીકા-એવું સુતજી પુરાણીનું ભાષણ સાંભળીને શૌનક આદી રૂષીઓ કેહેછેકે હે મુને ! એ બ્રાહ્મણના મુખમાંથી એ ચરિત્ર આ પૃથ્વીમાં કોણે શ્રવણ કર્યું વિગેરે સર્વ

આ વ્રત વિશે હકીકત સાંભળવાની અમોને ઘણી ઉતકંઠા ઉતપન્ન થઇ છે. ॥ ૧૬ ॥

॥ सूतउवाच ॥ श्रृणुध्वंमुनयःसर्वेव्रतंयेन कृतंभुवि ॥ एकदासद्विजवरोयथाविभव विस्तरैः ॥१७॥

ટીકા–એવું શૌનક આદી રૂષીઓનાં ભાષણ સાંભળી સુતજી કેહેછે હે સર્વ મુનિયો! આ વ્રત પૃથ્વી ઉપર એ પછી કોણે કર્યું એ આપને કહુછું તે સાવધાન થઇને સાંભળો. ૧૭

बंधुभिःस्वजनैःसार्द्धंव्रतंकर्त्तुंसमुद्यतः॥ एतस्मिन्नंतरेकालेकाष्टक्रेतासमागमत् ॥१८॥

ટીકા–પ્રથમ કહેલો બ્રાહ્મણ એક દિવસને વિશે પોતાની સંપત્તી પ્રમાણે પોતાના સગાવાહાલા ઇષ્ટમિત્ર સાથે શ્રી સત્યનારાયણદેવનું વ્રત કરવા આરંભ કરેછે એવામાં એક લાકડાનો ભારો બાંધી માથા ઉપર લેઇ વેચનારો એ ઠેકાણે આવ્યો. ॥ ૧૮ ॥

बहिःकाष्टंचसंस्थाप्यविप्रस्यग्रहमाययौ ॥ तृष्णयापीडितात्माचदृष्ट्वाविप्रंकृतव्रतं १९

ટીકા-તેને માથા ઉપરનો ભારો દરવાજા બાહાર મુકી શ્રી સત્યનારાયણદેવની પુજા થતી હતી ત્યાં ગયો અને એ તરશો હતો તોપણ એક ચીતથી તેણે તે બ્રાહ્મણે કરેલું પુજન જોયું અને એ વ્રતની વીધી પણ જોઇ. ॥ ૧૯ ॥

प्रणिपत्यद्विजंप्राहकिमिदंक्रियतेत्वया ॥
कृतेकिंफलमाप्नोतिविस्तराद्वदमेप्रभो ।२०।

ટીકા-અને તે બ્રાહ્મણને ઘણા આદર સત્કારથી નમસ્કાર કરીને બોલ્યો કે હે બ્રાહ્મણ આપ આશું કરો છો અને આવું કર્યાથી શું ફળ થાયછે તે હે પ્રભો કૃપા કરીને મને કહો. ॥ ૨૦ ॥

॥ विप्रउवाच ॥

सत्यनारायणस्येदंव्रतंसर्वेप्सितप्रदं॥तस्य
प्रसादान्मेसर्वंधनधान्यादिकंमहत् ॥२१॥

ટીકા-બ્રાહ્મણ કહેછે શ્રી સત્યનારાયણદેવનું સર્વે કામના પુર્ણ કરવા વાળું એવું વ્રત કરૂં છું અને આ વ્રત મેં કર્યું તે દિવસથી શ્રી સત્યનારાયણ દેવના પ્રસાદે કરી મને ધન ધાન્ય આદી કરીને મોટી સંપત્તી મળેલી છે. ॥૨૧॥

तस्मादेतद्व्रतंज्ञात्वाकाष्ठक्रेतातिहर्षितः ॥
पपौजलंप्रसादंचभुक्त्वासनगरंययौ ॥२२॥

ટીકા—આ પ્રમાણે તે બ્રાહ્મણના મુખમાંથી શ્રી સત્યદેવનું વ્રત લાકડાના ભારાવાળાએ સમજી લેઈ અને ઘણોજ હરખાતો તે બ્રાહ્મણે આપેલો પ્રસાદ ભક્ષણ કરી પાણી પિધું અને પોતાના-ગામ વિશે ગયો. ॥ ૨૨ ॥

सत्यनारायणंदेवंमनसाइत्यचिंतयत् ॥ का
ष्ठविक्रयतोग्रामेप्राप्यतेचाद्ययद्धनं ॥२३॥

ટીકા—પછી બીજે દિવસે ભારો વેચવા સારૂ આવતી વખતે શ્રી સત્યનારાયણ દેવ પાસે ભારાવાળાએ મનમાં સંકલ્પ કર્યો કે આજે આ ભારાની કીમત જે એ શહેરમાંથી મળશે તે. ॥ ૨૩ ॥

तेनैवसत्यदेवस्यकरिष्येव्रतमुत्तमम् ॥ इति
संचिंत्यमनसाकाष्ठंधृत्वातुमस्तके ॥२४॥

ટીકા—બીજા કારણે ન ખરચતાં એ પૈસાથી શ્રી સત્યનારાયણ દેવનું વ્રત કરીશ એવો નિશ્ચય કરી ભારો માથે મુકી ચાલતો થયો. ॥ ૨૪ ॥

जगामनगरेरम्येधनिनांयत्रसंस्थितिः ॥ त
द्दिनेकाष्टमूल्यंचद्विगुणंप्राप्तवानसौ ॥२५॥

ટીકા-તે એક સુંદર નગરમાં કે જ્યાંહાં શેઠ શાહુકાર લોકો રહેતા હતા તે રસ્તામાં આવ્યો તાહાં એક શેઠે તેને જે રોજ ભારાની કીમત મળતી હતી તેથી બમણી આપીને ભારો લીધો. ॥ ૨૫ ॥

ततःप्रसन्नहृदयःसुपक्वंकदलीफलं॥शर्करा
घृतदुग्धंचगोधूमस्यचचूर्णकं ॥२६॥

ટીકા-ભારાવાળાને બમણી કીમત મળતાંવારજ ઘણો આનંદ થયો અને પાકેલાં કેળાં ખાંડ ઘી અને ઘઉનો રવો વિગેરે પદાર્થ સવાશેર સવાશેરના પ્રમાણમાં લેઇ બીજી પુજાની સામગ્રી વેચાથી લેઇને ઘેર આવ્યો. ॥ ૨૬ ॥

पुजामेवसपादंचगृहीत्वास्वगृहंययौ ॥
ततोबंधूनूसमाहूयचकारविधिनाव्रतं ॥२७॥

ટીકા-અને સગાવાહાલા ઇષ્ટમિત્ર તથા વૈષ્ણવોને બોલાવી મોટા સમારંભથી વિધીપૂર્વક એ વ્રત કર્યું ॥૨૭॥

तद्व्रतस्यप्रभावेनधनपुत्रान्वितोभवत् ॥

इहलोकेसुखंभुत्काचांत्येसत्यपुरंययौ ॥२८॥

ટીકા–સુતજી કેહેછે કે પેલા ભારાવાળાએ એ વ્રત કર્યાથી તે ધનવાન તથા પુત્રવાન થઇને આ લોકમાં સર્વ સુખ ભોગવીને અંતે શ્રી સત્યપુર એટલે સત્યનારાયણના લોકમાં ગયો. ॥ ૨૮ ॥

इति श्री स्कंदपुराणेरेवाखंडे सत्यनारायण कथायां द्वितीयोऽध्यायःसंपूर्ण.

---

# सत्यनारायण कथा.

## तृतियोध्याय.

### ॥ सूतउवाच ॥

पुनरग्रेप्रवक्ष्यामिश्रृणुध्वंमुनिसत्तमाः ॥ पु
राचोल्कामुखोनामनृपश्चासीन्महीपतिः १॥

ટીકા-સુતજી કહેછે હે શૌનકઆદી રૂષીયો ફરી આપને શ્રી સત્યનારાયણ દેવની વ્રતકથાનો બીજો ઈતિહાસ કહું-છું તે સાંભળો. આગળ એક ઉલ્કામુખ નામનો રાજા પૃ-થ્વીનું પાલન કરનાર હતો. ॥ ૧ ॥

भार्यातस्यप्रमुग्धाचसरोजवदनासती ॥
भद्रशीलानदीतीरेसत्यस्यव्रतमाचरत् ॥२॥

ટીકા-એ ઉલ્કામુખ રાજાની સ્ત્રી પ્રમુગ્ધા નામે ઘણીજ સારા સ્વભાવની કમલમુખી અને સુંદર સતી હતી તે પો-તાના સ્વામીની સાથે ભદ્રશીલાનામે નદીનેતીરે શ્રી સત્ય-દેવનું વ્રત કરતી હતી. ॥ ૨ ॥

एतस्मिन्नंतरेतत्रसाधुरेकःसमागतः ॥

वाणिज्यार्थंबहुधनैरनेकैःपरिपूरितः ॥ ३ ॥

ટીકા-એવામાં તે નદીને કાંઠે સાધુ નામે એક વાણીયો ઘણો ધનવાન અને વેપાર અર્થે ઘણાં મોતી, જવાહીર, વિગેરે ધન લેઇને નિકળેલો. ॥ ૩ ॥

नावंसंस्थाप्यतत्तीरेजगामनृपतिंप्रति ॥
दृष्ट्वासव्रतिनंभूपंपप्रच्छविनयान्वितः ॥४॥

ટીકા-તેણે તે નદીને કાંઠે પોતાનું વાહાણ લાવી જ્યાં-હાં રાજા શ્રી સત્યદેવનું વ્રત કરતા હતા તેમની પાસે જઇ વિનંતીપુર્વક ઘણી નમ્રતાથી પ્રશ્ન કરવા લાગ્યો ॥ ૪ ॥

॥ साधुरुवाच ॥

किमिदंकुरुषेराजन्भक्तियुक्तेनचेतसा ॥
प्रकाशंकुरुतत्सर्वंश्रोतुमिच्छामिसांप्रतं॥५॥

ટીકા-સાધુ પુછેછે હે મહારાજ! આપ ઘણી ભકતીથી એક ચિત્તે આ વખતે શું કરોછો એનો ખુલાશો મને કેહે-શો એવું હું ઇચ્છુંછું ॥ ૫ ॥

॥ राजोवाच ॥

पूजनंक्रियतेसाधोविष्णोरतुलतेजसः ॥
व्रतंचस्वजनैःसार्द्धंपुत्राद्यावाप्तिकाम्यया६॥

ટીકા-એવા પ્રકારે સાધુ નામે વેપારીનું ભાષણ સાંભ-
ળતાંવાર રાજા ઉલ્કામુક કેહેછે, હે સાધુ વેપારી શ્રી મહા-
વિષ્ણુ સત્યદેવ કે, જેના મહિમ્નાનો પાર ન આવે એવા તે-
જસ્વી તેમનું પુત્રતા, ધન, ધાન્ય સંપતી મળે, આ હેતુથી
મારા સગા વાહાલા ઇષ્ટમિત્ર સાથે વ્રત તથા પુજન કરૂછું.૬

भूपस्यवचनंशृत्वासाधुःप्रोवाचसादरं ॥
सर्वंकथयमेराजन्करिष्येहंतवोदितं ॥७॥

ટીકા-એવું રાજાનું ભાષણ સાંભળી સાધુ, સોદાગર,
ઘણા સતકારથી કેહેછે કે, હે મહારાજ આ વૃતનું જે કાંહી
વિધાન હોય તે મને સવિસ્તર કહો હું નિશ્ચયથી આપના
કહ્યા મુજબ આ વૃત કરીશ. ॥ ૭ ॥

ममापिसंततिर्नास्तिएतस्माज्जायतेध्रुवं ॥
एतादृशंवचःशृत्वाराजाप्रोक्तंव्रतंविधिः ॥

ततोनिवृत्तिवाणिज्यात्सानंदोगृहमागतः ८

ટીકા–કેમ જે મને પણ સંતતી નથી, અને આપના કહ્યા પ્રમાણે આ સત્યદેવનું વ્રત કર્યાથી સંતતી નિશ્ચય થશે. એવાં વાણીયાનાં વચન સાંભળી રાજાયે વ્રતની વિધિ કહી ત્યારે વાણીયો વેપાર અર્થે જવું છોડી હરખથી પોતાને ઘેર આવ્યો. ૮

भार्यायैकथितंसर्वंव्रतंसंततिकारकं ॥ तदा व्रतंकरिष्यामियदामेसंततिर्भवेत् ॥ ९॥

ટીકા–અને વ્રતનો મહિમા પોતાની સ્ત્રીને કહીને નિશ્ચય કર્યોકે જ્યારે મને સંતતિ થશે ત્યારે હું આ વ્રત કરીશ ૯

इतिलिलावतींप्राहपत्नींसाधुससत्तमः ॥ एकस्मिन्दिवसेतस्यभार्यालीलावतीसती १०

ટીકા–એવું લીલાવતી નામની પોતાની સ્ત્રીને સાધુ વાણીયાએ કહ્યું. ॥ १० ॥

भर्तृयुक्तानंदचित्ताभवद्धर्मपरायणा ॥ गर्भिणीसाभवत्तस्यभार्यासत्यप्रसादतः ॥११॥

ટીકા-પછી એક દિવસે તેની સ્ત્રી પોતાના ધર્મ પ્રમાણે ચાલનારી એવી પોતાના સ્વામી સાથે હર ખાતી રત થયેલી શ્રી સત્યદેવના પ્રસાદે કરીને ગર્ભવતી થઇ. ॥ ૧૧ ॥

दशमेमासिवैतस्याःकन्यारत्नमजायत ॥
दिनेदिनेसाववृद्धेशुक्लपक्षेयथाशशी ॥१२॥

ટીકા-તેને દસમે મહિને રત્ન જેવી એક કન્યા થઇને તે જે પ્રમાણે ચંદ્રમા સુદ પખવાડીઆમાં દિવસે દિવસે મોટો થતો જાય તે પ્રમાણે મોટી થઇ. ॥ ૧૨ ॥

नाम्नाकलावतीचेतितन्नामकरणंकृतं ॥ ततो
लीलावतीप्राहस्वामिनंमधुरंवचः ॥ १३ ॥

ટીકા-તેનું નામ કલાવતી એવું ધર્યું તે પછી સાધુ વાણીયાની લીલાવતી સ્ત્રી પોતાના સ્વામીને મધુર વચનથી બોલીકે, હે પ્રીય સ્વામી આપે માનેલું શ્રી સત્યદેવનું વ્રત શા કારણથી કરતા નથી. ॥ ૧૩ ॥

नकरोषिकिमर्थंवैपुरासंकल्पितंव्रतं ॥ साधु
रुवाच ॥ विवाहसमयेअस्याःकरिष्यामिव्र
तंप्रिये ॥ १४ ॥

ટીકા-એવું પોતાની સ્ત્રીનું મધુર ભાષણ સાંભળીને સાધુવાણીયો બોલ્યો કે, હે પ્રિયે એ વ્રત આપણી કલાવતી કન્યાના લગ્ન સમને વખતે કરીશુ

इतिभार्यांसमाश्वास्यजगामनगरंप्रती । ततःकलावतीकन्यावर्द्धेधेपितृवेश्मनि ॥१५॥

આપ્રમાણે સાધુવાણીઆએ પોતાની સ્ત્રીને સમજણ આપીને પોતે બીજા નગરવિશે વેપારને અર્થે ગયો અહી આ કલાવતી બાપનેઘેર દિવશેદિવશે મોટી થતી ગઇ. ॥૧૫॥

दृष्ट्वाकन्यांततःसाधुर्नगरेसखिभिःसह ॥ मंत्रयित्वाद्रुतंदूतंप्रेषयामासशीघ्रतः ॥१६॥

પછી લગ્ન કરવાજોગ થયેલી કન્યા પોતાની બેહેનપણી-ઓ સાથે પોતાના નગરમાં એ સાધુવાણીએ જોઇને પોતાના મુનીમને કન્યાનો વર જોવા સારૂ તરત મોકલ્યો. ॥૧૬॥

विवाहार्थंचकन्यायावरंश्रेष्ठंविचारय ॥ तेनाज्ञप्तश्चदूतोऽसौकांचनंनगरंययौ ॥ १७॥

આ પ્રમાણે લગનને માટે વર જોવાને સારૂ મોકલેલો મુ-નીમ કાંચનનામાં નગરમાં આવી પોહોંચ્યો. ॥ ૧૭ ॥

तस्मादेकंवणिक्पुत्रं समादायाऽऽगतोहि
सः ॥ दृष्ट्वातुसुंदरंबालंवणिकपुत्रंगुणान्वितं
॥ १८ ॥

અને તહાંથી એક શુંદર રૂપવાળો વાણીઆનો પુત્ર લેઈ તે મુનીમ પોતાના નગરમાં આવ્યો, ત્યારે તે ગુણવાન અને સુંદર એવો વાણીઆનો પુત્ર તેણે સાધુવાણીઆએ જોઇને.

ज्ञातिभिर्बंधुभिःसार्द्धंपरितुष्टेनचेतसा ॥
दत्तवान्साधुपुत्रायकन्याविधिविधानतः
॥ १९ ॥

પોતાના બધા નાતવાળાઓને અને સગાવાહાલા ઇષ્ટ-મિત્રને બોલાવીને સાથે ઘણાજ હર્ષથી પોતાની કન્યા કલા-વતીનું લગ્ન એ ગુણવાન તથા વાણીઆના પુત્રની સાથે કર્યું.૧૯

ततोभाग्यवशात्तेनाविस्मृतंव्रतमुत्तमं ॥ वि
वाहसमयेतस्यास्तेनरुष्टोऽभवत्प्रभुः ॥२०॥

એ સાધુવાણીયો એ કન્યાના લગ્નસમય વખતે પણ કર્મના અંતરાયે કરીને શ્રી સત્યદેવનું વ્રત કરવાનું ભુલીગયો તેનેલીધે શ્રી સતનારાયણદેવ તેનાઉપર કોપાયમાન થયા.૨૦

ततःकालेननियतोनिजकर्मविशारदः ॥ व
णिज्यार्थंगतः शीघ्रंजामातृसंहितोवाणिक्
॥ २१ ॥

આ વાતને ઘણાએક દીવશ વીતીગયા પછી પોતાનું કર્મ માહુસિયાર પોતાના જમાઇને સાથે લઇને વેપારઅર્થે સાધુવાણીયો ગયો. ॥ २१ ॥

रत्नसारपुरेरम्ये गत्वासिंधुसपीपतःवाणि
ज्यमकरोत्साधुर्जामात्राश्रीमतासह ॥२२॥

તે વાણીયો સમુદ્ર નજીક રતનસાર નામના નગરમાં જઇ પોતાના જમાઇ સાથે ભારેવેપાર કરવા લાગ્યો. ॥ २२ ॥

तौगतौनगरेरम्येचंद्रकेतोन्रृपस्यच ॥ ए
तस्मिन्नेवकालेतुसत्यनारायणप्रभुः ॥२३॥

તે પછી તહાંથી ચંદ્રકેતુ નામનાં રાજાના શોભાયમાન શહેરમાં ગયાછે એવામાં ભગવાન શ્રી સત્યનારાયણ પ્રભુ.

भ्रष्टप्रातिज्ञमालोक्यशापंतस्मैप्रदत्तवान् ॥
दारुणंकठिणंचास्यमहद्दुःखंभविष्याति॥२४॥

સાધુવાણીયો જુઠું બોલનારો એવું જાણીને તેને મોટું દુઃખ તથા બંધન તિરસ્કાર વિગેરે ઘણું દુઃખ પ્રાપ્ત થાઓ એ-વો શ્રાપ દેતા થયા. ॥ ૨૪ ॥

एकस्मिन्दिवसेराज्ञोधनमादायतस्करः ॥
तत्रैवचागतश्चोरोवणिजौयत्रसंस्थितौ॥२५॥

એટલામાં જ્યાહાં સાધુવાણીયો પોતાના જમાઇ સાથે રેહેતો હતો તાહાં તે ગામના રાજાનું ધન્ય ખજાનો ફાડી બે ચોર ચોરીલાવી તેના રેહેવાના ઘરમાં સંતાઇ રહ્યા. ।૨૫।

तत्पश्चाद्धावकान्दूतान्दृष्ट्वाभीतेनचेतसा ॥
धनंसंस्थाप्यतत्रैवसतुशीघ्रमलक्षितः॥२६॥

પણ તે ચોરને પકડવા રાજાના સીપાઇઓ તેમની પાછ-ળ દોડી આવ્યા જોઇ ચોરો જ્યાંહાં સસરો અને જમાઇ સુ-તા હતા ત્યાહાં ધન નાખીદેઇ છાનામાના ત્યાહાંથી નાશી ગયા. ॥ ૨૬॥

ततोदूताःसमायातायत्रास्तेसज्जनोवणिक् ॥
दृष्ट्वान्नृपधनंतत्रबध्वानीतौवणिक्सुतौ॥२७॥

તે પછી સીપાઇયો જે ઠેકાણે જમાઇસાથે સાધુવાણીયો

હતો ત્યહાં રાજાનું ચોરેલું ધન પડેલું જોઇ સાધુવાણીઆને તથા તેના જમાઇને કેદકરી બાંધીને લેઇ ગયા. ॥ ૨૭ ॥

हर्षेणधावमानाश्चऊचुर्नृपसमीपतः॥ तस्करौद्वौसमानीतौविलोक्याज्ञापयप्रभो॥२८॥

અને ધણા અનંદથી દોડતા આવી રાજાને વરધી આપી કે હે મહારાજ બે ચોર લાવ્યા છીયે તેમને જોઇ હુકમ કરશો. ૨૮

राजाज्ञप्तास्ततःशीघ्रंदृढंबध्वातुतावुभौ ॥ स्थापितौद्वौमहादुर्गेकारागारे ऽविचारतः ॥ २९ ॥

એવું સાંભળી ચોરોને જોઇ વિચાર કર્યા વગર એકદમ કેદ કરવાની શીક્ષા આપતાંવારજ સીપાઇયોએ તેમને ખૂબ બાંધી મોટા કેદખાનામાં લેઇજઇને મુકયા. ॥ ૨૯ ॥

माययासत्यदेवस्यनश्रुतंकैस्तयोर्वचः॥अतस्तयोर्धनंराज्ञागृहीतंचंद्रकेतुना ॥ ३० ॥

શ્રી સત્ય.દેવની માયાથી કોઇયે પણ તે ચોરોના વચન સાંભળ્યા નહી અને ચંદ્રકેતુ રાજાયે ચોરીએ ગયેલું ધન્ય તો લીધું પણ તેનીસાથે સાધુવાણીયાનું ધન લુટીલીધું ૩૦

तच्छापाच्चतयोर्गेहेभार्याचैवातिदुःखिता ॥
चोरेणापहृतंसर्वंगृहेयच्चास्थितंधनं ॥३१॥

તેમજ શ્રી સત્યદેવના શ્રાપથી એ સાધુવાણીઆએ પોતાને ગામે પોતાના ઘરમાં મુકેલું બધું ધન્ય ચોરો લુટી લઈ ગયા તેને લીધે તેની સ્ત્રી પણ ઘણીજ દુઃખી થઇ. ॥૩૧॥

आधिव्याधिसमायुक्ताक्षुत्पिपासातिदुःखिता ॥अन्नचिंतापराभूत्वाबभ्रामचगृहेगृहे ३२

અને એ સાધુવાણિયાની સ્ત્રી લીલાવતી ઘણા દુઃખથી અને ઘણી તરશ તથા ભુખથી ઘેરે ઘેર ફરવા લાગી. ૩૨

कलावतीतुकन्यापीबभ्रामप्रातिवासर ॥
एकस्मिन्दिवसेजाताक्षुधार्ताद्विजमंदिरं ॥
गत्वापश्यद्व्रतंतत्रसत्यनारायणस्यच ॥३३॥

તેમજ તેની કન્યા કલાવતી ઘણી નહાની તેપણ દરરોજ ઘેર ઘેર ફરી માગીખાતી એક દિવસે તે કન્યા ઘણીજ ભુખલાગ્યાથી આકુળવ્યાકુળ થઇને એક બ્રાહ્મણના ઘરમાં ગઇ ત્યાહાં શ્રી સત્યનારાયણદેવનું વ્રત તથા પુજા કરતા હતા તે તેણે જોયું. ॥ ૩૩ ॥

उपविश्यकथांश्रुत्वावरंप्रार्थितवत्यापि ॥ प्र
सादभक्षणंकृत्वाययौरात्रौगृहंप्रती ॥ ३४ ॥

એ વ્રત તથા પુજા જોતાંજ ઘણી આનંદ પામીને ત્યાંહાં બેઠી અને શ્રી સત્યનારાયણની કથા સાંભળીને સત્યદેવનો પ્રાર્થના કરીકે મારૂં દુઃખ મટે ને મારો બાપ તથા સ્વામી મને મળે એવો આશિર્વાદ શ્રી સત્યદેવપાસે માગી બ્રાહ્મણે આપેલો પ્રસાદ ખાઇ રોજના કરતાં ઘણી મોડીરાત્રે પોતાને ઘેર આવી. ॥ ૩૪ ॥

माताकलावतींकन्यांपृच्छयामासप्रेमतः ॥
पुत्रीरात्रौस्थिताकुत्रकिंतेमनसिवर्तते ॥ ३५ ॥

અને ઘરમાં આવતાવારજ તેની મા લીલાવતી કલાવતી નામની કન્યાને પુછે છેકે હે પુત્રી તું આજે આટલી રાતસુધી કયાં હતી ને શું તારા મનમાં છે. ॥ ૩૫ ॥

कन्याकलावतीप्राहमातरंप्रतिसत्वरम् ॥ द्वि
जालयेव्रतंमातर्दृष्टंवांच्छितासिद्धिदं ॥ ३६ ॥

કલાવતી કન્યા પોતાની માને ઉતાવળે ઉતાવળે કેહેછે કે હે મા હું એક બ્રાહ્મણને ઘેર મનમાં ધારેલુ કામ પાર પડે એવું

વ્રત તથા પુજન અને કથા કરતા હતા ત્યાં બેઠી હતી. ૩૬

तच्छ्रुत्वाकन्यकावाक्यं व्रतंकर्तुंसमुद्यता ॥ सामुदातुवणिग्भार्यासत्यनारायणस्यच ॥ ३७ ॥

એ કન્યાનું બોલવું સાંભળીને લીલાવતી સાધુવાણી-યાની સ્ત્રી પ્રસન્ન થઇ શ્રી સત્યદેવનું વ્રત તથા પુજન કરવા સારૂ તત્પર થઈ. ॥ ૩૭ ॥

व्रतंचक्रेसैवसाध्वीबंधूभिःस्वजनैःसह ॥ भर्तृजामातरौक्षिप्रमागच्छेतांस्वमाश्रमं ॥ ३८ ॥

અને એ મહાસતી સાધુવાણીઆની સ્ત્રી પોતાના સગા-વાહાલા ભાઈ ભાંડુ સાથે શ્રી સત્યદેવનું વ્રત પોતાનો સ્વા-મી તથા જમાઇ પોતાને ઘેર જલદી આવે એવો હેતુ મન-માં ધરી પુજન કરવા લાગી. ॥ ૩૮ ॥

अपराधंचमेभर्तुर्जामातुः क्षंतुमर्हसि इति दिव्यंवरंवव्रेसत्यदेवंपुनःपुनः॥ व्रतेनानेन तुष्टोसौसत्यनारायणःप्रभुः ॥ ३९ ॥

એ પુજન કરતી વખતે સત્યદેવની પાસે વારેવડી એવો વર માગતી હતી કે હે શ્રી સત્યનારાયણ પ્રભો મારા સ્વામી તથા મારા જમાઇના અપરાધ ક્ષમા કરવાને આપજ યોગ્ય છો એવી તે લીલાવતી સાધુવાણીયાની સ્ત્રી પ્રાર્થના કરતી હતી તેથી કરીને એ વ્રત તથા પુજનથી ભગવાન શ્રી સત્યનારાયણ સંતોષ થયા. ॥ ૩૯ ॥

दर्शयामासस्वप्नंहिचंद्रकेतुनृपोत्तमं ॥ बंदिनौमोचयप्रातर्वणिजौनृपसत्तम ॥४०॥

અને માયારૂપી ભગવાન સત્યદેવ એમણે ચંદ્રકેતુ નામના રત્નસારપુરનો રાજા કે જેણે લીલાવતીનો સ્વામી તથા જમાઇ એમને કેદખાનામાં મુકયા હતા તેને પોતે સ્વપ્નમાં આવી આજ્ઞા કરીકે હે રાજા તું નિરપરાધી બે વાણીઆને બંધીખાનેથી છોડીમુક. ॥ ૪૦ ॥

---

देयंधनंचतत्सर्वंगृहीतंयत्वयाधुना ॥ नोचेत्त्वांनासयिष्यामिसराज्यधनपुत्रकं ॥ ४१ ॥

અને તેમનું જે સઘળું ધન તેં હરણ કરી લીધેલું છે તે સઘળું તેમને પાછું આપ ને તેમને આદર સત્કાર કરીને વિ-

દાયકર નહીતો તારાં ધન ધાન્ય રાજ્યપાટ સ્ત્રીપુત્ર સહીત તારાકુળનો નાશ કરીશ ॥ ૪૧ ॥

एवमाभाष्यराजानंध्यानगम्योऽभवत्प्रभुः
ततःप्रभातसमयेराजाचस्वजनैःसह॥४२॥

એવું તે રાજાને સ્વપ્નમાં કહી શ્રી સત્યદેવ અંતર્ધ્યાન થઇ ગયા તે પછી રાજા પ્રભાતને સમયે પોતાના પ્રધાન વીગેરે મંડળી સાથે ॥ ૪૨ ॥

उपविश्यसभामध्येप्राहस्वप्नंजनंप्रति ॥ ब
द्धौमहाजनौशीघ्रंमोचयद्वौवणिक्सुतौ४३

સભામાં સિંહાશન ઊપર બેસી સર્વ કચેરીને સ્વપ્ન કહ્યું ને સીપાઇયોને આજ્ઞા કરીકે બંધીખાને જે હમણાં વાણીયાના પુત્ર કેદખાને મુકયાછે તેમને છોડી મુકો. ॥ ૪૩ ॥

॥ इतिराज्ञोवच ः ॥ श्रुत्वामोचयित्वामहा
जनौ॥ समानीयनृपस्याग्रेप्राहुस्तेविनया
न्विताः ॥४४॥

એવી રાજાની આજ્ઞા થતાંજ સીપાઇયોએ એ બેઉ જણાઓને બંધીખાનેથી છોડી રાજાની સભામાં લેઇ આવ્યા.

आनीतौद्वौवणिक्पुत्रौमुक्तौनिगडबंधनात्॥
ततौमहाजनौनत्वाचंद्रकेतुंनृपोत्तम ॥४५॥

ત્યાહાં એ બેઉ બંધીખાનેથી છુટેલા વાણીયાના પુત્ર રાજાને ઘણીજ નમ્રતાથી નમસ્કાર કરેછે. ॥ ४६ ॥

स्मरंतोपूर्ववृत्तांतंनोचतुर्भयाविव्हलौ ॥ रा
जावणिक्सुतौवीक्ष्यवचःप्रोवाचसादरं ४६॥

અને પોતાનો પુર્વનો હેવાલ મનમાં લાવી ભયભીત થઇ કાંઇપણ બોલતા નથી એવા ઘણાજ ગરીબ વાણીયાના પુત્રોને જોઇ રાજાચંદ્રકેતુ ઘણાજ આદરભાવથી પ્રધાન વીગેરે મંડળીને આજ્ઞા કરેછે કે ॥ ४७॥

दैवात्प्राप्तंमहद्दुःखमिदानीनास्तिवैभयं ॥
तदानिगडसंत्यागंक्षौरकर्माद्यकारयत् ४७॥

આ બે વાણીયાના પુત્રોએ આજસુધી કર્મના અંતરાયે કરીને મોટું દુઃખ ભોગવ્યું હવે પછી એમને કાંઇપણ ભય નથી એવી આજ્ઞા થતાંજ પગની બેડીયો તોડી હજામત કરાવરાવી. ॥ ४८ ॥

वस्त्रालंकारकंदत्वापरितोष्यनृपश्चतौ ॥ पुर

स्कृत्यवणिक्पुत्रौवचसातोषयद्भृशं ॥४८॥

વસ્ત્રઅને ઘરેણાં વીગેરે પેહેરાવી સંતોષીત કર્યા અને એ બેઉ જણાને પોતાનીપાસે બેસારી સારૂં ભાષણ તેમની સાથેકરી ઘણોજ સંતોષ પમાડયા. ॥ ૪૯ ॥

पुरानीतंतुयद्द्रव्यंद्विगुणीकृत्यदत्तवान् ॥ प्रोवाचतौततोराजागच्छसाधोनिजाश्रमम् ॥५१ ॥ राजानंप्रणिपत्याहगंतव्यंतत्प्रसादतः ॥५०॥

અને એ બેઉનું પ્રથમ જેટલું ધન હરણ કરયું હતું તેથી બમણું તેને આપ્યું અને ચંદ્રકેતુરાજા કેહેવા લાગ્યોકે હે જમાઈ સાથે વાણિયાભાઇ હવે તમો પોતાને ઘેરજાઓ. ૫૦

આ પ્રમાણે રાજાનો હુકમ થયા પછી તરત રાજાને સાધુવાણીયે વંદનકરીને બોલ્યોકે હવે હું આપના આશીરવાદથી મારે ઘેર જાઈશ. ॥ ૫૦ ॥

इति श्री स्कंदपुराणेरेवाखंडे सत्यनारायण व्रत कथावृती योऽध्यायः ॥संपूर्ण.

---

# सत्यनारायण कथा.

## चतुर्थोध्याय.

॥ सूतउवाच ॥

कीयद्दुरेगतेसाधौसत्यनारायणःप्रभुः॥ जि
ज्ञासांकृतवान्साधोकिमस्तितवनौस्थितं २

ધણે એક દુર સાધુવાણીયાનું વહાણ દરીયામાં જઇ એક ઠેકાણે લંગર કરેલું એવું જોઇ ભગવાન શ્રી સત્યનારાયણ પ્રભુને સાધુવાણીયાને તારા વાહાણમાં શું છે એ પુછવાની ઇચ્છા થઈ. ॥ ૨ ॥

ततोमहाजनौमत्तौहेलयाचप्रहस्यवै ॥ कथं
पृच्छासिभोदंडीन्मुद्रांनेतुंकिमिच्छसि ॥३॥

અને પરબ્રહ્મ ભગવાન શ્રી સત્યનારાયણદેવ સંન્યાસી બાવાનુ રૂપ લઇ જે ઠેકાણે સાધુવાણીયાએ વાહાણ લંગર કર્યું હતું ત્યાંહાં આવી એ બેઉ જણાને પુછેછે કે તમારા વાહાણ

માંશું છે? એ સંન્યાસીબાવાનો પ્રશ્ન સાંભળીને આ બંધી ખાનેથી હમણાંજ છુટેલા મસ્ત વાણીયાના પુત્ર એમણે એ સંન્યાસીબાવાની મસ્કરી કરીને કેહેવા લાગ્યા કે હે સન્યાશીબાવા આપ અમારા રૂપિયા લેઇ જવા ઇચ્છો છોકે શું?૩

लतापत्रादिकंचैववर्ततेतरणौमम ॥
निष्ठुरंचवचःश्रुत्वासत्यंभवतुतेवचः ॥४॥

આવી રીતે પ્રથમ તેની મસ્કરી કરી કહેછે કે મારા વાહાણમાં વેલા તથા પાંદડાં વીગેરે ભરેલાંછે એવું તેમનુ કઠોર ભાષણ સાંભળી ભગવાન શ્રી સત્યદેવે કહ્યું કે તારૂં વચન સત્ય હજો. ॥૪॥

एवमुक्त्वागतःशीघ्रंदंडीतस्यसमीपतः ॥
कियद्दूरेततोगत्वास्थितःसिंधूसमीपतः॥५॥

આ પ્રમાણે ભાષણ કરીને આવેલો સંન્યાશી સાધુવાણીયાથી આઘેજઇ દરિયાના કિનારેજ ઉભા રહ્યા. ॥૫॥

गतेदंडिनिसाधूश्चकृतनित्यक्रियस्तदा ॥ उ
त्थितस्तरणींदृष्ट्वाविस्मयंपरमंययौ ॥ ६ ॥

સંન્યાશી બાવો ગયો એવું જોઇને સાધુવાણિયો પોતાનુ

ખાવું પિવું વિગેરે નિત્યકૃત્ય કરી રહી જુવેછે તો વાહાણ પાણી ઉપર તરવાલાગ્યું આ ચમત્કાર જોઇને સાધુવાણિયો ઘણોજ વિસ્મય પામ્યો. ॥६॥

दृष्ट्वालतादिकंचैवमूर्च्छितोन्यपतद्भुवि ॥ लब्धसंज्ञोवाणिक्पुत्रस्ततश्चिंतान्वितोऽभवत्

અને વાહાણમાં જુવેછે તો બધા વેલા તથા પાંદડાં જોયાં તે જોઇને એકદમ શોકથી ભોંય ઉપર પડયો ને તે પછી ઘણીકવારે શુદ્ધી ઉપર આવ્યો અને ચિંતા કરવા લાગ્યો. ૭

तदातुदुहितुःकांतोवचनंचेदमब्रवीत् ॥ किमर्थंक्रियतेशोकःशापोदत्तश्चदंडिना ॥८॥

એટલામાં તેનો જમાઇ તેને એવું બોલ્યો કે તમે શામાટે ફિકર કરોછો તમોને હમણાજ આવેલા સંન્યાશીસાધુએ શ્રાપ આપ્યો તેથી કરીને એવું થયું. ॥૮॥

शक्यतेऽनेनसर्वंहिकर्तुंचात्रनसंशयः ॥ अतस्तच्छरणंयामोवांच्छितार्थोभविष्यति ९

અને તેના બોલવાથી આ પ્રમાણે થશે એમાં કાંઇપણ સંદેહ નથી એમાટે આપણે તેમને શરણે જઇએ એટલે આ-

પણ ધારેલું કામ સિદ્ધ થશે. ॥૯॥

जामातुर्वचनंश्रुत्वातत्सकाशंगतस्तदा ॥
दृष्ट्वाचदंडिनंभक्त्यानत्वाप्रोवाचसादरं १०

એવું જમાઇનું બોલવું સાંભળીને સાધુવાણીયો એ સંન્યાશી જ્યાં હતો ત્યાં તેની પાસે જઇને સાસ્ટાંગ નમસ્કાર કરીને ભકિતપુર્વક આદરસત્કારથી બોલેછે કે. ॥૧૦॥

क्षमस्व चापराधंमेयदुक्तंतवसन्निधौ॥ एवंपु
नःपुनर्नत्वामहाशोकाकुलोऽभवत् ॥११॥

હે યતિશ્વર મહારાજ મારા અપરાધની ક્ષમાકરો એવું વારે ઘડીયે કેહેછે ને કેહેછે જે હું આપની પાસે બોલ્યો તેની ક્ષમા કરો એવું બોલી ઘણા શોકથી આકુળ વ્યાકુળ થયા. ॥૧૧॥

प्रोवाचवचनंदंडीविलपंतंविलोक्यच ॥ मा
रोदीःश्रृणुमद्वाक्यंममपूजाबहिर्मुखः॥१२॥

એવું જોઇને તે યતિશ્વર સન્યાશી કેહેછે અરે હે વાણીયા તું રોમાં અને મારાં વચન સાંભળ કેમકે તું મારી પુજાથી બહિરર્મુખ થયો ॥૧૨॥

ममाज्ञयाचदुर्बुद्धेलब्धंदुःखंमुहुर्मुहुः॥तच्छ्रुत्वाभगवद्वाक्यंस्तुतिंकर्तुंसमुद्यत ॥१३॥

તે માટે હે દુષ્ટ બુદ્ધિ વાળા તને મારી આજ્ઞાથીજ ઘણાં દુઃખો ભોગવવાં પડ્યાં એવું પરબ્રહ્મ ભગવાનનું વાકય સાંભળીને સાધુવાણિયો શ્રી સત્યદેવની વિનંતી કરવા લાગ્યો. ॥ ૧૩ ॥

॥ साधुरुवाच ॥

त्वन्मायामोहिताः सर्वेब्रह्माद्यास्त्रिदिवौकसः ॥ नजानंतिगुणान्रूपंतवाश्चर्यमिदंप्रभो ॥१४॥

સાધુવાણિયો કેહેછે કે હે દેવ આપની માયાથકી બ્રહ્માદિ સર્વ દેવ મોહિત થયાછે અને એ દેવ છતાં પણ હે પ્રભુ, આપના રૂપ ગુણ આદી વૈભવ જાણતા નથી એ મોટું આશ્ચર્ય જેવું છે. ॥ ૧૪ ॥

मूढोऽहंत्वाकथंजानेमोहितस्तवमायया ॥
प्रसीदपूजयिष्यामियथाविभवविस्तरैः१५

તો હે પ્રભુ ! હું તો એક પામર માણસ આપની માયા કરી-
ને મોહિત આપને ક્યાંથી જાણું એવો હું અજ્ઞાની, તે માટે
મારા ઉપર પ્રસન્ન થાઓ પછી હું મારી સંપત્તિની વડાઇ
પ્રમાણે વિધી વિધાનથી આપનીં પુજા કરીશ. ॥ ૧૫ ॥

पुरावित्तंचतत्सर्वंत्राहिमांशरणागतं ॥ श्रु
त्वाभक्तियुतंवाक्यंपरितुष्टोजनार्दनः॥१६॥

હું મારા વહાણમાં ધન્ય વિગેરે છતાં કપટ ભાવથી
ખોટું બોલ્યો એ માટે હે ઇશ્વર, તે થકી મારૂં રક્ષણ કરના-
ર આપ સમર્થ છો એવું ભકિત ભાવનું સાધુવાણીયાનું વ-
ચન સાંભળીને ભગવાન શ્રી સત્યદેવ સંતોષ પામ્યા અને
એ સાધુવાણીયાને મનવાંચ્છિત ફળ આપી ભગવાન અં-
તર્ધ્યાન થયા. ॥૧૬॥

वरंचवांछितंदत्वातत्रैवांतरधेहरिः ॥ ततो
नावंसमारुह्यदृष्ट्वावित्तप्रपूरितां ॥ १७॥

એટલામાં સાધુવાણીયો જુવેછે તો પોતાનું વાહણ પ્ર-
થમ પ્રમાણે ધનથી ભરેલું છે. ॥૧૭॥

कृपयासत्यदेवस्यसफलंवांछितंमम ॥इत्यू

त्कास्वजनैःसार्द्धंपूजांकृत्वायथाविधि १८।

આવું આશ્ચર્ય જોતાંજ સાધુવાણીયો કહેછે-શ્રી સત્યદેવના પ્રસાદ થકી મારૂં ઇચ્છિત પુર્ણ થયું. એવુ બોલી ત્યાં જે તેના સગાવાહલા હતા તે સાથે યથાવીધી શ્રી સત્યદેવનું પુજન કર્યું. ॥૧૮॥

हर्षेणचाभवत्पूर्णःसत्यदेवप्रसादतः ॥
नावंसंयोज्ययत्नेनस्वदेशगमनंकृतम् १९॥

ટીકા-તે પછી એ સાધુવાણીયો સત્યદેવની કૃપાથી સુખી થયો અને વાહાણ તૈયાર કરાવી પોતાને દેશ જવાસારૂ નિકળ્યો.

साधुर्जामातरंप्राहपश्यरत्नपुरींमम॥
दूतंचप्रेषयामासनिजवित्तस्यरक्षकं ॥२०॥

ટીકા-વાહાણમાં બેઠેલા જમાઇ ને સસરો કહેછે કે હે જમાઇરાજ, મારી રત્નસારપુરી નગરી દેખાયછે તે જુવો. એવું કહીને પોતાના ધનનું રક્ષણ કરનાર સિપાઇયોમાંથી એક સિપાઇને પોતાને ઘેર પોતે આવ્યાનું વર્તમાન કેહેવા સારૂં મોકલ્યો. ॥૨૦॥

दूतोऽसौनगरंगत्वासाधुभार्यांविलोक्यच॥
प्रोवाचवांच्छितंवाक्यंनत्वाबद्धांजलिस्तदा

ટીકા-એ વાહાણમાંથી ઊતરેલા સિપાઇયે રત્નસારપુરી નગરમાં જઇ સાધુવાણીયાને ઘેર સાધુવાણીયાની સ્ત્રીને જોઇને તેની આગળ હાથ જોડયા તે વખતે તે સ્ત્રી પોતાના સ્વામી તથા જમાઇ આવવાની ઈચ્છા કરતી હતી. ૨૧

निकटेनगरस्यैवजामात्रासहितोवणिक ॥
आगतोबंधुवर्गैश्चवित्तैश्चबहुभिर्युतः ॥२२॥

ટીકા-તેજ એ સિપાઇએ કહ્યું કે આપના સ્વામી આપના નગરની સમીપમાં જમાઇ તથા બંધુવર્ગ સાથે ઘણુ ધન કમાઇને આવ્યા છે. ॥ ૨૨ ॥

श्रुत्वादूतमुखाद्वाक्यंमहाहर्षवतीसती ॥ स
त्यपूजांततःकृत्वाप्रोवाचतनुजांप्रति ॥२३॥

ટીકા-એ સિપાઇના મોનુ બોલવું સાંભળીને એ સતી વાણીયાની સ્ત્રી ઘણીજ હર્ષાયમાન થઇ અને શ્રી સત્યદેવનું તેજ વખતે પુજન કરીને પોતાની કન્યાને કેહેવા લાગીકે-૨૩

व्रजामिशीघ्रमागच्छसाधुसंदर्शनायच ॥
इतिमातृवचःश्रुत्वाव्रतंकृत्वासमाप्यच ॥२४॥

ટીકા-હે માહારી વાહાલી કન્યા, હું સ્વામીના દર્શન માટે પ્રથમ જાઉં છું તું તારા બાપનું દર્શન કરવા આવ એવું માનું વચન સાંભળીને તરત કલાવતી કન્યાએ શ્રી સત્યનારાયણના વ્રતની સમાપ્તી કરી. ॥ ૨૪ ॥

प्रसादंचपरित्यज्ज्यगतासापिपतिंप्रति ॥
तेनरुष्टःसत्यदेवोभर्तारंतरणींतथा ॥२५॥

ટીકા-અને પ્રસાદ લીધાવગર પોતાના સ્વામીનું દર્શન કરવા તતપર થઈને તરત ગઈ તે અપમાને કરીને શ્રી સત્યદેવ તેના ઉપર કોપાયમાન થયા અને તેનો સ્વામિ જે વાહાણમાં હતો તેમાંજ બધું ધન હતું તેજ વાહાણ, જમાઈ ધન સાથે--॥ ૨૫ ॥

संहृत्यचधनैःसार्द्धंजलेतस्याअमज्जयत् ॥
ततःकलावतीकन्यानविलोक्यनिजंपतिं ॥

ટીકા-દરીઆમાં અદ્રશ્ય થઈ ગયું તે પછી ઘણીજ જલદીથી આ પેલી કલાવતી કન્યાએ પોતાના સ્વામીને દીઠો નહિ.

शोकेनमहतातत्ररुदतीचापतद्भुविदृष्ट्वातथा
विधानावंकन्याचबहुदुःखितां ॥२७॥

ટીકા-તે ઉપરથી તેને એટલું તો દુઃખ અને શોક થયો કે જેમ પવનથી કેળનું ઝાડ એકદમ ભોંય ઉપર પડે છે તેમ એકાએક રોતીરોતી ભોંય ઉપર પડી. આ પ્રમાણે વાહાણના તથા કન્યાના હેવાલ જોઈ, ॥ ૨૭ ॥

भीतेनमनसासाधुःकिमाश्चर्यमिदंभवेत् ॥
चिंत्यमानाश्चतेसर्वेबभूवुस्तारिवाहकाः॥२८॥

ટીકા-ઘભરાઇ ગયેલા મનનો સાધુવાણીયો કેહેછે કે આ શું આશ્ચર્ય છે? તેમ વાહાણવાળા પણ ઘભરાઇ ગયા. ॥ ૨૮ ॥

ततोलीलावतीकन्यांदृष्ट्वासाविह्वलाभवेत्
॥ विललापातिदुःखेनभर्तारंचेदमब्रवीत्

ટીકા-પછી લીલાવતી પોતાના કન્યા ભયાભીત થયેલી જોઇ દુઃખથી ઘણોજ વિલાપ કરી પોતાના સ્વામીને કેહેછે ૨૯

इदानींनौकयासार्द्धंकथंसोऽभूदलक्षितः ॥
नजानेकस्यदेवस्यहेलयाचैवसात्हृता ॥३०॥

ટીકા-જોતાં જોતાંમાં વાહાણુંમાં આપણો જમાઈ વાહાણસાથે અદ્રશ્ય થઇ ગયો એતો કાંઈપણ કારણછે અથવા કોઇ દેવનો અપરાધ થવાથી એ દેવે એ વાહાણ હરણરૂપ અદ-શ્ય કર્યું નહીં હોય? ॥ ૩૦ ॥

सत्यदेवस्यमाहात्म्यंज्ञातुंवाकेनशक्यते ॥
इत्युक्त्वाविललापैवततश्चस्वजनैःसह ॥३१॥

ટીકા-અથવા શ્રી સત્યદેવનું માહત્મ જાણવાને કોણ શ-ક્તિ માનછે? એવું કહીને ઘણાલોકો મળીને ઘણો શોક ક-રી રડવા લાગી ॥ ૩૧ ॥

ततोलीलावतीकन्यांक्रोडेकृत्वातुरोदह ॥
ततःकलावतीकन्यानष्टेस्वामिनिदुःखिता ॥

ટીકા-અને પછી પોતાની કન્યા કલાવતીને ખોળે બેસારી ઘણા વખત સુધી દુઃખથી રડવા લાગી તે જોઇ કલાવતી-એ પોતાનો સ્વામી મરી ગયોછે એવું ધારીને ॥ ૩૨ ॥

गृहीत्वापादुकांतस्यानुगतुंचमनोदधे । क
न्यायाश्चरितंदृष्ट्वासभार्यःसज्जनोवणिक्॥३३

ટીકા-પોતાના સ્વામિની પાદુકાઓ લેઈ તે સાથે પોતે -સ

તી થવાને તૈયાર થઇ. એ કન્યા કલાવતી પોતાના સ્વામી-
ની પાદુકાઓ સાથે બળી મરવાનો નિશ્ચય જોઈ સ્ત્રી સાથે
સાધુવાણીયો ॥ ૩૩ ॥

अतिशोकेनसंतप्तश्चिंतयामासधर्मवित् ॥
त्वहृतंवासत्यदेवेनभ्रांतोहंसत्यमायया ॥३४॥

ટીકા-ઘણા શોકથી ત્રાસ પામેલો એવો ધર્મ વિચારથી
ચિંતા કરીને બોલેછે શું? શ્રી સત્યદેવેતો એનું હરણ કર્યું
નહીં હોય? અને તેમની માયાથકી મોહિત થઇને હું જાણ-
તો નથી! ॥ ૩૪ ॥

सत्यपूजांकरिष्यामियथाविभवविस्तरैः ॥
इतिसर्वान्समाहूयकथयित्वामनोरथं ॥३५॥

ટીકા-તો આ કામને વાસ્તે ઘણુંજ ધન ખરચીને એ શ્રી
સત્યદેવનું વ્રત કરીશ એવું બધાજણને પાસે બોલાવી પો-
તાનો મનોરથ કહયો ॥ ૩૫ ॥

नत्वाचदंडवद्भूमौसत्यदेवंपुनःपुनः ॥ तत-
स्तुष्टःसत्यदेवोदीनानांपरिपालकः ॥३६॥

ટીકા-અને શ્રી સત્યદેવને વારેઘડીએ દંડ જેવા નમ-

સ્કાર કરવા લાગ્યો એવો એ સાધુવાણીયો અનન્યભાવથી શ્રી સત્યદેવને શરણે ગયો, તેથી શ્રી સત્યદેવ જે દીનજનોને પાળનારા તે સંતુષ્ટ થયા ॥૩૬॥

जगादवचनंचैनंकृपयाभक्तवत्सलः ॥ त्यत्काप्रसादंतेकन्यापतिंद्रष्टुसमागता ॥३७॥

ટીકા-આકાશમાંથી સાધુવાણીયાને ભકતવત્સલ ભગવાન કૃપાથી કેહેવા લાગ્યા કે અરે એ સાધુવાણીયા તારી કન્યા મારૂં પુજન કરીને પ્રસાદ ખાધાવગર પોતાના સ્વામીને જોવા સારૂં ચાલી આવી. ॥ ૩૭ ॥

अतोऽदृष्टोऽभवत्तस्याःकन्यकाया :पतिर्ध्रुवम् ॥ गृहंगत्वाप्रसादंचभुत्कासायातिचेत्पुनः ॥३८॥

ટીકા-આ કારણથી તેનો સ્વામી આ સમુદ્રમાં અદૃસ્ય થયોછે એમાં કાંઈ સંદેહ નથી; તે માટે જો એ ઘેર જઇ પ્રસાદ ખાઇ પાછી આવશે ॥ ૩૮ ॥

लब्धभर्त्रीसुतासाधोभविष्यतिनसंशयः॥कन्याकातादृशंवाक्यंश्रुत्वागगनमंडलात् ३९

ટીકા-તો આ તારી કન્યા તેના સ્વામીને જોશે એમાં લગારે પણ તું સંદેહ માનીશ નહીં ॥ ૩૯ ॥

क्षिप्रंतदागृहंगत्वाप्रसादंचबुभोजसा ॥ सा पश्चात्पुनरागत्यददर्शस्वजनंपतिं ॥४०॥

ટીકા-એવા આકાશમાંના વાક્યો સાંભળતાંવારજ કલાવતી જલદીથી પોતાને ઘેર જઇ પ્રસાદ ખાઇ પાછી પોતાને ઠેકાણે આવીને જુવેછે તો તેજ વખતે સ્વજન અને પોતાનો સ્વામિ તેને નજરે પડ્યો. ॥ ૪૦ ॥

ततःकलावतीकन्याजगादपि तरंप्रती ॥ इदानींचगृहंयाहिविलंबंकुरुषेकथं ॥४१॥

ટીકા-તે પછી એ કલાવતી કન્યા પોતાના બાપને કહેછે કે હે તાત, હવે જલદી આપને ઘેર પધારો. શા માટે વિલંબ કરોછો? ॥ ૪૧ ॥

तच्छ्रुत्वाकन्यकावाक्यंसंतुष्टोऽभूद्वणिक्सुतः॥पूजनंसत्यदेवस्यकृत्वाविधिविधानतः

ટીકા-એવું કન્યાનું મધુર ભાષણ સાંભળીને સાધુ વાણીયો આનંદ પામ્યો અને પછી વિધી વિધાનથી શ્રી સત્યદેવનું પુજન કર્યું. ॥ ૪૨ ॥

धनैर्बंधूगणैःसार्द्धंजगामानिजमंदिरं ॥ पौर्णमास्यांचसंक्रांतौकृतवान्सत्यपूजनं ४३

ટીકા-અને ઘણું ધન અને પોતાના સગાંવાહાલાં ઇષ્ટ મિત્ર સાથે પોતાને ઘેર આવ્યો અને તે પછી દરેક પુનમે સૂર્ય સંક્રાંતિને દિવસે શ્રી સત્યદેવનું પુજન કરતો૪૩

इहलोकेसुखंभुक्त्वाचांतेसत्यपुरंययौ॥४४॥

ટીકા-તે થકી એ સાધુવાણીયો આ મનુષ્ય લોકમાંનાં સર્વ સુખ ભોગવી અને મરણ પછી શ્રી સત્યપુરને વિશે ગયો ॥ ૪૪ ॥

इति श्री स्कंदपुराणेरेवाखंडे सत्यनारायणकथायां चतुर्थो ऽध्यायः ॥संपर्ण ॥४॥

# श्री सत्यनारायण कथा.

## पंचमोऽध्याय.



॥ सूतउवाच ॥

अथान्यंचप्रवक्ष्यामिश्रुणुध्वंमुनिसत्तमा॥
आसीत्वंगध्वजोराजाप्रजापालनतत्परः १

ટીકા-સુતજી કહેછે, હે મુનિશ્રેષ્ટજી શ્રી સત્યદેવ વિશે એથી પણ બીજો એક ઇતિહાસ કહુંછું તે સાંભળોઃ--પુર્વે અંગધ્વજ નામનો રાજા પ્રજાનું પાલણ કરવાને તતપર એવો હતો ॥ ૧ ॥

प्रसादंसत्यदेवस्यत्यक्त्वादुःखमवापसः ॥
एकदासवनंगत्वाहत्वाबहुविधान्पसून् ॥२॥

ટીકા-એ રાજાએ શ્રી સત્યદેવનો પ્રસાદ છાંડયો આ દોષથી ઘણોજ દુઃખ પામ્યો તે એવું કે, એક દિવસે તે રાજા હરણની શિકાર કરવા વનમાં જઇ ઘણા પશુને મારી, ૨

आगत्यवटमुलेचदृष्टासत्यस्यपूजनं॥ गो
पाःकुर्वंतिसंतुष्टाभक्तियुक्ताःसबांधवाः।३॥

ટીકા-એક વડના ઝાડના થડ નજીક આવ્યો અને શ્રી સત્યદેવનું પુજન થતું તેણે જોયું એ પુજન ગોપગણ

એટલે ગોવાળીયા સરવે પોતાના ભાઇબંધો સાથે ભ-
ક્તિથી કરતા હતા ॥ ૩ ॥

राजादृष्ट्वातुदर्पेणनगत्वातंननामसः ॥ त
तोगोपगणाःसर्वेप्रसादंनृपसन्निधौ ॥ ४ ॥

ટીકા-તે જોઇને પણ રાજા તેમની પાસે ગયો નહી તેમ દુરથી પણ તેણે નમ્રતાથી નમસ્કાર કર્યો નહીં તોપણ એ ગોપગણોએ પુજન કર્યા પછી પ્રસાદ રાજાની પાસે મુકી ૪

संस्थाप्यपुनरागत्यभुक्त्वासर्वेयथेप्सितं ॥
ततःप्रसादंसंत्यज्यराजादुःखमवापसः।५॥

ટીકા--બધા પાછા આવ્યા અને પ્રસાદ ખાઇ પરમ આનંદમાં રહ્યા. અને રાજાએ એ પ્રસાદ ન લેતાં ત્યાંજ રેહેવા દીધો એ કારણથી એ ઘણુંજ દુઃખ પામ્યો ॥૫॥

तस्यपुत्रशतंनष्टंधनधान्यादिकंचयत् ॥स
त्यदेवेनतत्सर्वंनाशितंममनिश्चितं ॥ ६ ॥

ટીકા-તેના સો પુત્ર મરી ગયા ધનધાન્ય ઇત્યાદિ જે કાંઇ હતું તે બધું જતું રહ્યું ત્યારે તે રાજાને મનમાં વિચાર

ઊતપન્ન થયો કે મારૂં આ સર્વ શ્રી સત્યદેવેજ નિશ્ચયથી હરણ કરયું છે ॥ ૬ ॥

अतस्तत्रैवगच्छामियत्रदेवस्यपूजनं ॥मन
सातुविनिश्चित्यययौगोपालसन्निधौ ॥७॥

ટીકા-એ માટે હવે જ્યાં શ્રી સત્યદેવનું પુજન હશે ત્યાંજ હું જાઇશ એવું મનમાં લાવીને રાજા ગોપગણ પાસે આવ્યો ॥ ૭ ॥

ततोसौसत्यदेवस्यपूजागोपगणैःसह ॥ भ
क्तिश्रद्धान्वितोभूत्वाचकारविधिनान्नृपः८

ટીકા-અને ભકિતથી એ ગોપગણ સાથે શ્રી સત્યદેવનું પુજન કરવા લાગ્યો ॥ ૮ ॥

सत्यदेवप्रसादेनधनपुत्रान्वितोऽभवत् ॥इ
हलोकेसुखंभुक्त्वाचांतेसत्यपुरंययौ ॥ ९ ॥

ટીકા-તે પછી શ્રી સત્યદેવના પ્રસાદથી એ રાજા ધન તથા પુત્રવાન થયો અને આ મનુષ્ય લોકમાંનાં સર્વે સુખ ભોગવીને અંતે સત્યપુરને વિશે ગયો ॥ ૯ ॥

यइदंकुरुतेसत्यंव्रतं परमदुर्लभं ॥ श्रुणोति चकथांपुण्यांभक्तिमुक्तफलप्रदां ॥ १० ॥

ટીકા-આવું આ ઘણુંજ દુર્લભ શ્રી સત્યનારાયણ વ્રતને કોઇ સ્વીકારે છે અથવા જે કોઇ ભક્તિપુર્વક પુણ્ય અને ફળ આપનાર આવી આ શ્રી સત્યનારાયણની કથા સાંભળે છે ॥ ૧૦ ॥

धनधान्यादिकंतस्यभवेसत्यप्रसादतः॥ दरिद्रोलभतेवित्तं बद्धोमुच्यतेबंधनात्॥११॥

ટીકા-તેને ભગવાન શ્રી સત્યદેવના પ્રસાદથી ધનધાન્ય વિગેરે સંપત્તી પ્રાપ્ત થાય છે; દરિદ્રી હોય તેને ધન લાભ થાય છે; બંદીખાને પડ્યો હોય તો તેથી મુક્ત થાય છે; ॥ ૧૧ ॥

भीतोभयात्प्रमुच्येतसत्यमेवनसंशयः॥ इप्सितंचफलंभुक्त्वाचांतेसत्यपुरंव्रजेत्॥१२॥

ટીકા-જેને ભય પ્રાપ્ત થયું હોય તો તે ભયથકી મુક્ત થાય, આ સત્યછે એમાં કાંઇપણ સંદેહ નથી. શ્રી સત્યદેવનું વ્રત કરનારો માણસ આ લોકને વિશે સર્વે સુખ ભોગવીને અંતે સત્યપુર વિશે જાયછે. ॥ ૧૨ ॥

इतिवःकथितंविप्राःसत्यनारायणंव्रतं ॥ य
त्कृत्वासर्वदुखेभ्योमुक्तोभवतिमानवः॥१३॥

ટીકા-સુતજી કહેછે હે શૌનકઆદિ રૂપીયો-આ પ્રમાણે આપને શ્રી સત્યનારાયણ વ્રત કહ્યું તે વ્રત કરવા થકી માણસ સર્વ દુઃખ થકી મુક્ત થાયછે. ॥ ૧૩ ॥

सत्यनारायणंकेचित्सत्यदेवंतथापरे ॥ ना
नारूपधरोभूत्वासर्वेषामीच्छितप्रदः॥१४॥

ટીકા--કોઇ સત્યનારાયણ કોઇ સત્યદેવ એવું તેને કેહેછે અને એ ભગવાન અનેક રૂપ ધારણ કરીને સર્વ જીવમાત્રના ઇચ્છિત ફળ આપનારા છે ॥ ૧૪ ॥

कलौमोक्षंचनास्त्येवसत्यनारायणंविना ॥
धातृविष्णुसुरदेवीरामकृष्णाभिसेवितं ॥

ટીકા--કલજુગમાં સત્યનારાયણ ભગવાન વિના મો-ક્ષજ નથી અને તે સત્યનારાયણ કેવાછે કે-બ્રહ્મા, વિષ્ણુ, દેવતા, દેવી, તથા રામકૃષ્ણાદિ સેવિત ॥ ૧૫ ॥

भविष्यतिकलौसत्यव्रतमेकंसनातनं ॥ य

।तिमुनिसत्तमः ॥१६॥

઼ કલયુગને વિશે તો સનાતન
।શે આ સત્યનારાયણ કથાનો
.ગર શ્રવણ કરે ॥૧૬ ॥

.पापानीसत्यदेवप्रसादतः ॥
.सहस्रंचकन्यादानंफलंतथा॥१७॥

.કા-તો તેનાં પાપ તરત સત્યનારાયણના પ્રસાદથી
.। પામસે અને સહસ્ત્ર ગૌદાન તથા કન્યાદાનનું
.। થાયછે ॥ ૧૭ ॥

वेदशास्त्रपुराणानिपठित्वायत्फलंभवेत् ॥
समग्रंतत्फलंज्ञेयं कथांश्रुत्वासुनिश्चयं॥१८॥

ટીકા-જે ફલ વેદ, શાસ્ત્ર, અને પુરાણોના પાઠ કર-
વાથી થાયછે તે સંપુર્ણ ફલ આ સત્યનારાયણની કથા સાં-
ભળવાથી નીશ્ચય કરીને થાયછે ॥ ૧૮ ॥

त्रचदेवतासर्वे ब्रह्माविष्णुश्चशंकरः ॥
चयमुनाचैवरेवाचसमुद्रादयः ॥१९॥

ટીકા–જ્યાં સત્યનારાયણ
દેવતા બ્રહ્મા, વિષ્ણુ. શંકર,
સમુદ્રાદિક આવેછે ॥ ૧૯ ॥

जीवेमृतेततःपश्चात्यादिकथ.
मृतःपापविनिर्मुक्तोविष्नुलोकंच

ટીકા–આ કથા જીવના મરવા પછી જો કરાવે
મરેલો માણસ પાપ થકી મુક્ત થઇ વિષ્ણુના લ
જાય છે ॥ ૨૦ ॥

इतिश्रीस्कंदपुराणेरेवाखंडेश्रीसत्यनाराय
णव्रत कथायांपंचमोऽध्यायः ५ संपूर्णः

इतिश्री स तनारायण कथा समाप्त.